પદ્મનાભ કવિકૃત

# કાન્હડદે પ્રબંધ.

( અનુવાદ )

---

કર્ત્તા


**ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરી.**

ધોબીની પોળ, ખાડીયા—અમદાવાદ.


---


પ્રસિદ્ધ કર્ત્તા

જાલમભાઈ ડાહ્યાભાઈ દેરાસરી.

ધોબીની પોળ, ખાડીયા—અમદાવાદ.


---


આવૃત્તિ ૧ લી. સર્વ હક્ક સ્વાધીન. પ્રત ૧૦૦૦

ઈ. સ. ૧૯૨૪

---

અમદાવાદમાં ખાડીયામાં દેસાભાઈની પોળમાં પ્રજાબંધુ
પ્રિન્ટીંગ વર્ક્સમાં સી. એમ. મોદીએ છાપ્યો.

મૂલ્ય રૂ. ૧-૦-૦

काव्य करावें ऱ्यां न च वचकावें दूषितीं परि लघूस ॥
कां न सदन बांधावें कीं त्यांत बिळें करिल घूस ॥ १ ॥

सन्मनोरथ राजि मोरोपंत.



# ઉપોદ્‌ઘાત.

કાન્હડદેપ્રબંધની સંશોધિત આવૃત્તિ તૈયાર કરતી વખત જ જૂની ગુજરાતી ન જાણનારને કવિ પદ્મનાભની સરસ્વતીનો પ્રસાદ મળે એમ કરવાની પ્રબળ ઇચ્છા થઇ હતી. કાવ્યનો રસ જાળવીને સામાન્ય વાંચનારને આનંદ મળે એ ઉદ્દેશે કરાએલા એ અનુવાદમાં સ્હેજ છૂટ પણ લીધી હતી.

એ અનુવાદ કાન્હડદેપ્રબંધની પ્રસ્તાવનામાં વચન આપ્યા પ્રમાણે, ઘણા મિત્રોની માગણી છતાં એ, અનેક ઉપાધિઓને લીધે બહાર પડયો ન હતો. ખૂદ કાન્હડદેપ્રબંધની બીજી આવૃત્તિ પણ છપાયા પછી થોડાજ મહિનામાં એની લગભગ બધી પ્રતો ખપી ગયા છતાં એવી જ આધિ, વ્યાધિ અને ઉપાધિઓને લઇને બહાર પડાઈ નહોતી.

કાન્હડદે પ્રબંધ તેમ કવિશ્રી પદ્મનાભ સંબંધી વિશેષ હકીકત મેળવવાને ચોતરફ તપાસ કરતો હતો, તેવામાં સ્વ. ડા. ટેસિટોરીએ બહાર પાડેલાં જોધપુર અને બિકાનેરનાં જૂનાં પુસ્તકોનાં સૂચિપત્રો વાંચવામાં આવ્યાં. એ રાજ્યોના પુસ્તકભંડારમાં કાન્હડદે સંબંધી, સાંતલસિંહ સંબંધી અને માલદેવ સંબંધી પુસ્તકો હોવાનું જણાવાથી, કાંઇ ઉપયોગી હકીકત જરૂર મળશે એમ લાગ્યું. બિકાનેરમાં ત્યાંની સ્ટેટ કૌન્સિલના વાઇસ પ્રેસીડેન્ટ મહારાજશ્રી સર ભૈરોસિંહ બહાદૂર કે. સી. એસ. આઇ.ને અને કૌન્સિલના હોમ મેમ્બર ખા. બા. કે. રૂસ્તમજીને લખાણ કરતાં એ બન્ને સદ્‌ગૃહસ્થોએ ઘણી ખુશીથી મારા માગેલા ઉતારા આપવાનો હૂકમ કર્યો અને તાકીદે ઉતરાવીને મોકલ્યા. જોધપુરથી કશું મળ્યું નહીં, પણ અમદાવાદના પારસી ખાનદાનના ગૃ. ફીરોઝ રતન કોઠાવાળાએ ઘણી તસ્દી લેઈ જોધપુરના મુલકનો મોટો નકશો મોકલી આપ્યો. આ અનુવાદ જોડે આપવા કરાવેલો નકશો તૈયાર કરતાં અને જૂનાં સ્થળો નક્કી કરતાં એ નકશો બહુ મદદગાર થઇ પડયો. એ ગૃહસ્થોનો હું ઘણો આભારી

છું. ઉતારા મળ્યા પણ તેમાં ઐતિહાસિક દૃષ્ટિએ કામ આવે એવું કશું જણાયું નહિ. માત્ર લોકવાર્તા જેવાં લખાણ હોય એમ લાગ્યું. આ શિવાય બીજી પણ ઘણી જગાએ નિષ્ફળ તપાસ કરી. આમ આ પ્રયત્નમાં વ્યય અને કાળક્ષેપ વૃથા ગયો.

ઘણી કાળજી અને પ્રયાસ છતાંએ પ્રથમ આવૃત્તિ દોષ રહિત નહોતી એ મારી જાણ બહાર નહોતું. આનંદને માટે એક કાવ્ય વાંચવું અને શિખવવાને માટે વાંચવું એમાં બહુ તફાવત છે. મુંબાઇની યૂનિવર્સિટીએ કાન્હડદેપ્રબંધને એમ. એ. અને બી. એ ના અભ્યાસક્રમમાં સ્થાન આપ્યું. સુભાગ્યે ગુજરાત કોલેજમાં એ શિખવવાનું કામ મારા મિત્ર રા. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવને ભાગ આવ્યું. એમની મહેનતથી કેટલીક ત્રુટીઓ જણાઈ. તેની સાથે વિદ્યાર્થીઓને પડતી અગવડનું ભાન થયું અને વિદ્યાર્થીઓનો અભ્યાસ સુગમ કરવાની લાલસા પણ થઈ. વળી એવામાં જ કાન્હડદેપ્રબંધની બીજી ત્રુટક પણ જૂની ને સારી પ્રત પ્રાપ્ત થઈ. પ્રથમ આવૃત્તિ બહાર પડતાં મારા મિત્ર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆએ સ્નેહભાવે વજૂદવાળી ટીકા પણ કરી હતી. આ સઘળાંને પરિણામે એ બન્ને મિત્રોની સૂચનાઓને અનુસરીને ઘણા ઇષ્ટ ફેરફારવાળી બીજી આવૃત્તિ તૈયાર થઈને છપાય છે, જે થોડા સમયમાં સાહિત્ય પ્રેમીજનોની સન્મુખ રજુ થશે.

વિદ્યાર્થીઓ આ અનુવાદનો ઉપયોગ કરે એ પણ ધ્યેય હોવાથી આ અનુવાદ પણ બીજી આવૃત્તિને અનુસરીને કરતાં ફરી જ લખવો પડ્યો. અનુવાદ કરતાં કવિશ્રી હરિશ્ચન્દ્રનું "बिना पूर्व कवि के हृदय से हृदय मिलाय अनुवाद करना शुद्ध झख मारना ही नहीं, कविका लोकान्तरस्थित आत्मा को नरक कष्ट देना है" એ વચન લક્ષ બહાર જવા દીધું નથી. ખૂબીઓ જળવાય, રસમાં ક્ષતિ ન થાય અને કવિ પદ્મનાભની શૈલીનું સ્વરૂપ બને એટલું કાયમ રહે. એ ઉદ્દેશે તૈયાર કરેલો આ અનુવાદ, આટલે વર્ષે એ, ગુજરાતી સાહિત્ય પ્રેમીજનોની સન્મુખ મૂકતાં મને આનંદ થાય છે, સંકલ્પ કરેલું ઋણ એથી ફેડું છું.

શ્રીમન્ત સરકાર ગાયકવાડ શ્રીમન્મહારાજા સર સયાજીરાવે કાન્હડદેપ્રબંધને પ્રથમ મદદ કરી હતી. તેવી જ આ અનુવાદને પણ કરવા સારૂ દિવાન સાહેબ સર મનુભાઇ નંદશંકર મહેતા અને કેળવણીના કમિશ્નર સાહેબ રા. રા. નંદનાથ કેદારનાથ દિક્ષિત એ બન્ને સદ્‌ગૃહસ્થોનો આભાર માનવો ઇષ્ટ છે.

કાન્હડદેપ્રબંધ છપાયા પછી જૂની ગુજરાતી તરફ અભિરુચિ વધી છે, એ ખુલ્લું જણાય છે. કાન્હડદેપ્રબંધની જાણીતી લિટીઓ पूछइ वात पातशाह अने किश्यूं खंमायत વગેરે ઠેર ઠેર સંભળાય છે અને વંચાય છે એ ખરું; છતાં કોઇ પણ વિદ્વાન તરફથી પ્રથમ આવૃત્તિમાં સંદિગ્ધ બતાવેલી બાબતનો ખુલાસો મેળવવા હું ભાગ્યશાળી થયો નથી. ઇશ્વર વિદ્વાનોનો આ પ્રમાદ દૂર કરો.

છેવટે પદ્મનાભની બાની, પ્રસાદ, ઓજસ્, રસ અને ખૂબી અનુવાદમાં કેટલે દરજ્જે જળવાયાં છે તે જોવાનું વાંચનારને જ ભાળવીશ. મારે માટે તો એમના સંતોષે સંતોષ અને એમના આનંદે આનંદ.

ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરી.

ધોબીની પોળ, ખાડીઆ—અમદાવાદ.

પ્રભુપદપંકજને સ્મરી, ગુંજી ગુણાનુવાદ,
પદ્મનાભ કવિનો કવું સુરસ સરળ અનુવાદ. ૧
નવિસંદા નાગર મહીં વીસલનગરા વીર,
તિલકરૂપ આદિ કવિ પદ્મનાભ ગુણ ધીર. ૨
તેણે ગુર્જરીમાં રચ્યો કીર્તિમેર ચોહવાણ,
અનુપમ વીરચરિત્ર ને ખરી જ રસની ખાણ. ૩
એકજ્ઞાતિ કવિ. કાવ્ય આ વીરરસે ઝકઝોળ,
પ્રસાદમય, માધુર્યમય, ઓજોમય અણતોલ; ૪
રસ દ્રવતી ભપકાભરી સરળ પ્રૌઢ પણ તેવી,
અમી કરતાં અદકી મીઠી, બાની કોમળ એવી. ૫
શુભ સંદર્ભભરી ગિરા, પ્રબળ દેશ અભિમાન,
મધુરી ને મનમોહની ગુર્જરી ઘણી ગુણવાન. ૬
દેશ, ધર્મ, નિજ જાતનું જો મન માણો માન,
સુણો અહો ઇતિહાસ, તો કરો પદ્મપદ પાન. ૭
ગરવી ગુર્જરીનું અમી ચાખે સકળ સમાજ,
ચાહી ચાલુ બોલીમાં પદ્યબંધ કરૂં આજ. ૮
રસલહાણી લીજિયે રસિક દેરાસરી જે લહાય !
જય જય ગુર્જરી માત ! જય પદ્મનાભ કવિરાય ૯

# કાંહ્નડદે પ્રબંધ.

## ( અનુવાદ )

## ખંડ પહેલો.

### દોહરા.

ગૌરીનંદન વીનવૂં. ભારતી બ્રહ્મકુમારી.
સરસ બંધ પ્રાકૃત કવૂં, મતિ મુજ આલું ઉજ્વરી. ૧
આદિપુરુષ, અવતાર ધર, જાદવકુળ જયવન્ત,
કીધ નિકંદન અસુરકુળ તે પ્રણમૂં શ્રીકાંત. ૨
જમના જળ ઝંપાવિયું, નાથ્યો કાળિ ભુજંગ,
તે હરિ વીનવૂં આદિયે જેથી પામૂં મન રંગ. ૩
પદ્મનાભ પંડિત સુકવિ વાણિ વચન સુરંગ,
કીર્તિ સોનગિરા તણી તેણે કહી સુચંગ. ૪
જગજાહેર ઝાલોરમાં સામતસિંહ સુત જેહ
તેહ તણા ગુણગ્રામની કીર્તિ કથૂં ધરી નેહ. ૫
નવકોટી નામે કહૂં મારવાડનો દેશ,
ધન કણ સૌ કોને ત્યહાં વપુ કિનખાપ સુવેશ. ૬
વિખ્યાતા કનકાચળે મુનિ જાબાલિ ઠામ,
તે પાસે ઝાલોર ગઢ, જગ જાણીતૂં નામ ૭
કુળ કીર્તિ પૂર્વે ઘણી, વંશ વિશુદ્ધ વખાણુ.
રાજહંસ રળિયામણા સોનગિરા ચહુઆણ. ૮
અક્ષખત એની કાહ્નવર જેવી ઇન્દ્રવર રિધ,
રાત દિવસ વાસો વસે રાજભવન નવ નિધ. ૯

પ્રીતિ સહોદર શું ઘણી માલ્લવદે મતિમન્ત.
કુંવર વીરમદે વળી જાણે જગ જયવન્ત. ૧૦
રાજનીતિ જાણે ઘણી, રૂપ સુહાવે અંગ,
રાજ કરે નિજ સ્થાનકે ચહુઆણ નવરંગ. ૧૧
હઠ કીધી સુલ્તાનશું, ગ્રહીં તે કથા સંબન્ધ,
ગુણ ચહુઆણ હું અવનિતળ વરણવું પ્રાકૃતબન્ધ. ૧૨

ચોપાઈની ચાલ.

ગુર્જર ગાદીએ તે કાળ સારઙ્ગદે હતો મહીપાળ,
×ભત્રીજો તેનો બળવંત કરણદેવ યુવરાજ ભણંત. ૧૩
તેણે માધવ બ્રહ્મ દૂભગ્યો; વિગ્રહ તેમાંથી ઉદ્ગમ્યો.
રૂઠ્યો તેથી વડો પ્રધાન, કરી પ્રતિજ્ઞા નીમ્યું ધાન. ૧૪
"તરકાણું હું આણું અરૂં, તો જ ધાન અહિંનું મુખ ધરૂં."
માધવ મહેતે કર્યો અધર્મ; નવ છૂટે પૂરવનાં કર્મ. ૧૫
શાલિગ્રામ જ્યાંહાં પૂજાય, જ્યાંહાં હરિનું નામ જપાય,
જે ભૂમિમાં જાગ કરાય, જ્યાંહાં બ્રાહ્મણને દાન અપાય, ૧૬
જ્યાં પિંપળ તુલસી પૂજાય, વેદ પુરાણ ધરમ બૂજાય,
જે દેશે સહુ તિરથ જાય, સ્મૃતિ પુરાણને ગાય મનાય, ૧૭
નવખંડે અપકીરતિ લહી, મ્લેચ્છ માધવે આણ્યા તહીં.

ચાલ્યો માધવ દિલ્હી ભણી; ભેટ અપૂરવ લીધી ઘણી. ૧૮
વિકટ પંથ ઓળંગી દેશ; જોગણીનગરે કર્યો પ્રવેશ.
પહેલાં જઈ મળ્યો દિવાન. તેની વાત સુણી સુલ્તાન. ૧૯

× ભત્રીજઉ તેહનુ બળવંત કરણદેવ યુવરાજ ભગંત. કલ્પિતપાઠ અર્થના સ્પષ્ટીકરણ સારૂ ઉમેર્યો છે.

ભડ અલ્લાઉદ્દીન સુલ્તાન બહુ દેશે વરતાવી આણ.
ભેટ ઘણા હયની ત્યાં ધરી, અર્જ અમીર ઉમરાવે કરી. ૨૦
નિઘા કરો આલમના સ્વામ! ભડ માધવ આ ભરે સલામ.
પરદેશી છે વડો પ્રધાન, જાણી માન દીધું સુલ્તાન. ૨૧
મ્હોં મલકાવી પુછી વાત. કહો જી કેવી છે ગુજરાત?
કેવું કહાવે અણહલપૂર? ખંભાયત, દીવ, માંગલપૂર? ૨૨
કેવું ઝાલાવાડ ભણંત? કેવું સોરઠ મહિમાવંત?
મુલક એહનો માલિક રાય, છે સાહસી સાંભળ્યા માંય. ૨૩
મન મુકી સહુ કહો પ્રધાન. એમ કહી અટક્યા સુલ્તાન.
સુણીને શાહની એવી વાત, કુરનસ બજાવી જોડી હાથ, ૨૪
કળકળતે દિલ, દુખિયે સાદ, માધવ બ્રહ્મ કરે ફરીઆદ.
"ક્ષત્રિધર્મ એણે લોપિયો. રાય કરણદે ઘહેલો થયો. ૨૫
એનું અંગ ભર્યું અનુરાગ, નિત નિત સેવે છે વછનાગ.
જરે ઉઘાડે ખાંડે રાય, હઝૂરી હરભડી નાસી જાય. ૨૬
મરણ ભયે ભોજનની વાર, પીરસનાર પીરસે દઇ દ્વાર.
રાયે પ્રથમ મને અવગણ્યો. મારો બંધવ કેશવ હણ્યો. ૨૭
તેની ઘરણી રાખી ઘેર. સહ્યો જાય કયમ અકરો કેર?
જહાંપનાહ! દો લસ્કર સંગ, જઇ ગૂજરાત મચાવૂં જંગ. ૨૮
ઘણી હિંદુને ઘાલું રાન. કંઇ મારૂં કંઇ ઝાલૂં બાન.
ખૂનખાર! ખુબ સમજો ખરૂં. ગૂજરાત જેરે સર કરૂં." ૨૯
તત્ક્ષણ ગ્રહ્યો અસપતિ રાય, તેને દીધ પંચાંગ પસાય.
દીધ ઉતારા પાણી ધાન, તે પછી તેડયા નિજ પરધાન. ૩૦
દીધ હુકમ, ઝાલોરે તણી ચહુઆણુને પુછો જઇ.
રાજ્ય ભોગવો ભલા વિધ તમો, માત્ર માર્ગ દ્યો દળને સમો. ૩૧

પૂર્વે પૂર્વજને બહુ વિત્યું. છેલ ભણે નવ છાંડું.
અસપતિના દળ સ્હામો ચાલ્યોં લેઇ ઉઘાડું ખાંડું. ૫૫
બતડે, તુરક દેખી રણથંભ્યા, ધસી પહેલ કરી દાવે.
રોષે ચઢી રણુપેરણુ માંડે, મારી માગ મુકાવે. ૫૬
ઘડી બે ચાર ઘણું દળ રોકી, વીર વાવરી લોહ,
તુર્ક, મુગલ, કરકટિયાને શિર તૂટી પડયો સંમોહ. ૫૭
દાટ વાળી દળ કેરો પડતાં બતડ વખાણ્યો ખાને.
જય જયકાર થતે સરગાપુરી વિચર્યો ચઢી વિમાને! ૫૮
ઝાલ્યાં બાન, ભાગ્યું મોડાસુ, ગામ લગાડી લાહ્ય.
ઠામેઠામ લૂંટાલૂંટ ચાલી. દશ દિશ ધાડાં ધાય. ૫૯

*ચઢ્યૂં કટક. ઢંઢોળ્યું ચિડોતર, ધાણધાર, ડંડાવ્ય.
આવ્યા! ઉઠી બૂમ! સાંભળી પાટણ દીધાં દ્વાર. ૬૦
દીધું લખત જઇ દરવાજે, સર્વે થયા ઝૂઝાર.
માધવ મ્હેતો આગળ કીધો, જાણે માગ નિસાર. ૬૧
લીધું, લૂંટ્યું પુર, ગઢ ઘેર્યો, સામાં બાણ વછૂટે!
માધવ કહે, કરણ! જા નાશી, શીદ મરે વણખૂટ્યે? ૬૨
છીંડુ પાડી કરણદે નાઠો. પાળી પળાએ રાણી,
નવા દાભ કાંટા પગ ખૂંચે ન રહી પીવા પાણી. ૬૩
પાપવૃક્ષ કેવાં ફળિયાં જો કરણ તું નિસ્સંદેહ!
વિણ્યાં બિલાં, બોર, હિંગોરાં માધવનાં ફળ એહ! ૬૪

* પુનાની એક પ્રતમાં આ તૂક વધારાની છે.
ભાગ્યાં ચિડોતર ને કાનમ, બાવન ગામની હાર;
ખોખર થાયું છે ગુજરાતનું, કચમે ન આવે પાર.

નાઠો કરણ, પછી ગઢ ભેળ્યો. ભર્યો લીધ ભંડાર.
હસ્તક કીધા હયશાળાના અલુખાને તોખાર. ૬૫
થયું નથી, થાશે નહિ આવું, અણહિલપુર મોઝાર.
જે ઠામે દેરાસર હતું ત્યાં બાંગો દે સેલાર. ૬૬
અલુખાને પાટણગઢ જોગો, પછી કર્યું વખાણ.
અલાવદીન પાદશાહ કેરી ત્યાં વરતાવી આણ. ૬૭

કટક કોપટમાં અસાઉલિ ભણી. મેલ્યું ગઢમાં થાણું.
ગુજરાતને દગમગાવીને કેર કરે તુરકાણું. ૬૮
અસાઉલિ, ધોળકું, ખંભાયત, સૂરત, ને રાંદેર,
બીજાં નગર કેટલાં કહીએ ચાંપ્યું ચાંપાનેર. ૬૯
દગમગાવિયાં બંદર સરવે, જોયાં સાયર પૂર:
સોનાં, રૂપાં અને સાવટૂં, લીધાં કાચ કપૂર. ૭૦
મારે દેશ, કૂટે ઘણી ફોજે, લૂંટે છે વળિ ધાન,
ઠારઠાર થાણે, જોરાવર ઝાલે ઝાઝાં ખાન. ૭૧
એમ લૂંટ કરી ગુજરાતે સહુ સાંભરી લીધું.
દહને દંડો, સોમઈયા ભાગી ખાને પ્રયાણ કીધું. ૭૨

સોરઠમાં મંગળપુર, મહુવા, વળી ઊના ને દાઠા,
પડ્યાં ત્રાસ, નિશાણ ધડૂક્યાં, લોક દશે દિશ નાઠા. ૭૩
રાણો છપ્પ દીવમાં પેઠો, વરતે હોલ કલ્લોલ.
દેવ! તુરકનો હાથ ન પાડીશ. ભાલ બાંધે મરઘોળ. ૭૪
હવણાં કાંઈ ક્રોધાનલ ઝૂઝી, દીસે ધૂમ્ર વરાળ.
બાણાસણ ચઢે, શિંગી વાગે, જાણે કોપ્યો કાળ. ૭૫

દરાખ, ખારેક, શ્રીફળ લીલાં, ફોફળ ને બીજોરાં,
વાઢ શેરડી કેરા મીઠા, વાડીના લીંબેરા, ૭૬
આદુ, સુરણ ને પંડોળાં, વળી પોસાતાં પાન,
જબરાઇએ કટકે લઈ આવે. કોઇ ન ખાએ ધાન. ૭૭
નાસે, ભાગે સહુ સોરઠમાં, ભર્યો દેશ લૂંટાય!
ઘોરી નગર ધડોધડ ભાંજે. સામું કોઇ ન થાય. ૭૮
કીધી કૂચ, કટક ઉપડિયાં, બહુ નિશાણ વજડાવ્યાં.
વાળી દેવટ દેશ તણું, દળ દેવપાટણે આવ્યાં. ૭૯

પાદર બાંગો દીધી, કીધા નવા તંબુઓ ઉભા.
ઘોડાઓની કરી પાયગા, તરુ થડ મેગળ થંભ્યા. ૮૦
દરવાજા દીધા, ગઢ ઘેર્યો, ઝાઝું જણવી જોર.
તેણે કરી પુરપાયક લાયક આવ્યા તેરે ઓર. ૮૧
પાદર આવી જંગ જગાવી ને ચોપટ ઘા લીધા!
સોરઠીઆ શૂરા રાણાએ પાયપૂંઠ નવ દીધા! ૮૨
વાળા, વાજા, જોડ, જેઠવા, ચૂડાસમા ચઢી આવ્યા.
શાહી સૈન્ય સમુદ્ર ઉલટયો, તેણે હિંદુ દબાવ્યા. ૮૩
ફોજે ગજરાજો પાખરિયા, ખડ્ગે દંતુશળ બાંધ્યાં.
વિંટયું પુર, હણહણિયાં ઘોડાં, પછી દરવાજે વાધ્યા. ૮૪
ઓસરિયા પાદરથી રાણા રાય ન ફાવી દાવે.
દીધાં દ્વાર. ફારૂકી ચઢિયા. તુરકો માગ મુકાવે. ૮૫
કટક તડૂકયાં, ઢોલ ધ્રસુકયાં, થરથર ધરતી કાંપી.
સૂંઢયા સુંઢાળા રોષાળા. તુરક ચઢયા ગઢ ચાંપી. ૮૬
પાડી કોટ [illegible] ભાગ્યા. પડી દેવપાટણે ભેગ.
પ્રભાસ [illegible] અસ્વારે લૂંટયું લંકા મેગ. ૮૭

સોમનાથને પ્રાસાદે મળી; સ્નાન કરી સહુ રાય,
તુલસી શિર ધરી, શંકર પરસી, કરી સમર્પણ કાય. ૪૮
દેવ તણા ચોરાશી માટે સહુનો થયો પડાવ.
હાક વાગી તત્તકાર્યા હાથી, દીધા ચોપટ ઘાવ. ૪૯
રણઘેલા દઇ દોટ ઉછળતા રણ ચંડી સામા ચાલ્યા.
કરકટિયા હબસીએ ચોગરદમ ફરી કુંડે ઘાલ્યા. ૫૦
રોપાળા રાણે દિન બીજે રગડી નાદ ઉતાર્યો.
અનરથનું મૂળ માધવ મહેતો, તેને રણમાં માર્યો. ૫૧
કેમ ગોરી પકડે શંભુને? જબ્બર જોર ન માય,
મરડી, મર્દો મુગલ માંકડાં, પડયા પછી રણમાંય. ૫૨
જે ફળ નહિ જાગે, નહિ તીર્થે, બહુ દાને ત્રણ લોકે,
સોમનાથને પારે પડતાં તે પહોંતા સુર લોકે. ૫૩
દેવ મંદિરે ભેળ પડી ને તોડયાં કુંચી તાળાં.
હલહલ કરી પ્રાસાદે પેઠા, લીધ ઢોલ ત્રંબાળાં. ૫૪
ચઢયા શિખર આરહડા અસુરો, ઘાણે વાળે ઘાણ;
બાજુની પુતળિઓ ભાગી, પટમાં પટકે પહાણ. ૫૫
સાંધે સાંધા કરી જૂજવા, ભોંય પાડવા લાગ્યા.
ઘુમટ માંહિના હાથી ઘોડા ઘાણ ઘણેરે ભાગ્યા. ૫૬
ઘાલી લાગમાં સાંગ લોહની, કરતા જોર અમાપે,
હલહલ કરી, બે બાજુ વળગી, થાપિત મૂર્ત્તિ ઉથાપે. ૫૭

વરવી વાત વરતવા લાગી! કળિજુગ કરે વિલાસ!
પૃથ્વિ કેરૂં પીઠ મેલીને દેવ ગયા કૈલાસ! ૫૮
ખાને મુખ ફરમાન કર્યૂં કે, ભલે રહે મઠ સૂનો,
મૂરતિ એ દિલ્હી લઇ ચાલો, ત્યાં જઇ કરશું ચૂનો. ૫૯

લોઢા કેરી પાટ અણાવી, વળી મગાવી ગાડાં,
સોમનાથનું બાણ ચઢાવો આડાં ઓઢવી આડાં. ૧૦૦
કાળાભૂત ભોઇ તેડાવ્યા, ગાડે લિંગ ચઢાવ્યૂં,
આગળ જોડી બહુ ત્રેલીઆં, દિલ્હી ભણી ચલાવ્યૂં. ૧૦૧
આગળ રુદ્ર ! ઘણે કોપાનળ દૈત્ય સરવ તેં બાળ્યા !
પુણ્ય પૃથ્વિમાં તેં વરતાવ્યૂં. દેવલોક ભય ટાળ્યા. ૧૦૨
બળિયો ત્રિપુરાસુર તેં હણિયો, વા વેગે જેમ તૂલ.
પદ્મનાભ પૂછે, સોમઇયા ! ક્યાં ગયું તારૂં ત્રિશૂળ ? ૧૦૩

નગરો કીધ તારાજ, ઉજાડ્યો મુલ્ક, લગાડ્યાં ગામ.
કીધો કાગારોળ સોરઠે. લૂંટી વસ્તી તમામ. ૧૦૪
બાન બ્રહ્મ, બાળક ને અબળા સુદ્ધાં વરણ અઢારે
સાહી સાંકળ્યાં આળી વાધરે. ગણતાં નાવે પારે. ૧૦૫
બંદી સરવ ચલાવ્યા સાથે. તુરકો થયા વિદાય.
ખાન ગાજતે નિશાણ ઉતર્યો સોરઠની સીમાય. ૧૦૬
આવે વાયુ સહ દાવાનળ ચાલે કવણ ઉપાય ?
તુરકો તે વિધ તરવરી વાધે, શી રીતે ઉગરાય ? ૧૦૭
જૂનોગઢ ગિરનાર ઉખેડી, કચ્છની ભૂમિ ચાંપે.
ડગવે કંથ ને ગેડી, પારકર, ઠટ્ટ્ં થરથર કાંપે. ૧૦૮
નિજ બળ નિરખીને અલુખાને આણ્યો ગર્વ અપાર.
ટેવ્યો સીધો પંથ, ન ટેવ્યા બાંકા મારૂ લગાર ! ૧૦૯
પાદશાહ પૂર્વે નવ લેખ્યા વાટ કાહ્નડે નાપી.
રોષ રહ્યો એ હઇએ વ્યાપી. લેઉં સોનગિરિ ચાંપી. ૧૧૦
અલુખાને નવ પ્રીછ્યું ઉરમાં કે લાગ્યાં છે પાપ.
દરે દરે કાંઇ ધો નવ નિસરે, નિકળે કંઇકે સાપ. ૧૧૧

તીના, તેજી તુરક તારવી, બિરદ બડાઈ બોલે.
બણગાં, ઢોલ, નિશાણ પ્રસૂરે, ડગમગ ડુંગર ડોલે. ૧૧૨
એમ કટક મરૂમાં જઈ પહોંચ્યાં, ભલી જાયગા લીધી.
માંહોમાંહી બેસીને મોટા મલિકે મસલત કીધી. ૧૧૩
કરી ઠરાવ, ઝાલોર પાઠવ્યા, કાન્હડ તરફ પ્રધાન.
કહાવ્યૂં "હાવાં મરદ થજો, ગઢ આવ્યા અલૂખાન. ૧૧૪
મારા દળની સામે ભડવા કોની છે તાકાત?
સોરઠને ગૂજરાત ગાંજી મેં લીધ, જોઇ મુજ વાત? ૧૧૫
આવ સર્જ્જ થઇ, રોક નાકું જો મરદ મુંછાળો કહાવે;
દેવ તાહરો કેદ કર્યો મેં, છોડવ જોઉં હાવે. ૧૧૬
ભેટ લઇ કાં મળવા આવે; કાં પુરુષારથ દાખે,
તો તો તુજ ભલપણ જાણીશું; નિજ પાણી તું રાખે." ૧૧૭

તે જ દહાડે સ્વપ્નું લાધ્યું, કાન્હડદેને વહાણે,
પધારિયાં ગંગા ને ગૌરી નરપતિ નજરે નાણે. ૧૧૮
રાજપાટ તુજને દીધ કોણે? કહાન કહે ઇશાને.
કેદ કીધો સ્વામી ગોરીએ, કહે સુતો તું શાને? ૧૧૯
ગંગા કહે, ઊઠ અજરામર! હજી વિમાસે કાંય?
દેશ વિંધી તુજ, તુરક કેદ કરી, સોમનાથ લઇ જાય. ૧૨૦
પ્રથમ બજાવી સેવ વિષ્ણુએ, અસુરથી રુદ્ર મુકાવી;
પછી વૈરોચનિયે, સજી સેવા ભક્તિ વિશેષ જણાવી. ૧૨૧
એ તરફી છાપો દઈ થા શિરમોર, વીર કર વ્હાર,
ચેત, ચેત, ગંગા ને ગૌરી કહે, લગાડ ન વાર. ૧૨૨

### રાગ રામગ્રી.

બે અબળા એવૂં ભણે, અસુરે અસંભવ કીધ.
ચૌદલોકના સ્વામીને જોતાં બળથી લીધ. ધ્રુપદ.
વિલપે બે સતી રે, કીજે કંકણ ભઙ્ગ.
ઓછે નીરે જેમ માછલી વિરહ દહે અમ અઙ્ગ. વિ. ૧૨૩
જે કો બંધન છોડવે, છાંડે પાતક પૂંઠ;
સત્ય વચન અમ સાંભળી, ઓ કાહ્નડદે ઉઠ. વિ. ૧૨૪
છોડવ સ્વામી અમ તણા, દઇ મોગલને દંડ.
લે કાહ્નડ કીરતિ ઘણી. નામ રહે નવખંડ. વિ. ૧૨૫

### પવાડો.

ઉઠ્યો મોડી આળસ ભૂપતિ. કીધો સ્વપ્ન વિચાર.
સોમચંદ્ર વ્યાસે કહ્યું, દીજે મ્લેચ્છ તણો સંહાર. ૧૨૬
સોમનાથની વ્હારે ચઢિયે, વળી છોડવિયે બાન.
અસપતિના દળથી તેવામાં ગઢ આવ્યા પરધાન. ૧૨૭

સભામાંહિ જઇ રાયજી મળિયા. દીધ આસન સન્માન.
કહે પ્રધાન, કાહ્નડદે ! સુણીયે, કથન કહાવે ખાન. ૧૨૮
"ભાગી દેશ સહુ દેવટ કરશું, તૂં પણ બળ દાખવજે.
ગઢ તળેટીએ તળાવ તટ આ ઉતર્યા આવી સમજજે." ૧૨૯
ભાખે રાજા, વીર આપબળ આપ મુખે ન વખાણે.
પુરુષારથ કરી પરખાવ્યે સહુ આપોઆપ પિછાણે. ૧૩૦
અલૂખાનને જઇ જણવજો, કરશું અમે ચઢાઇ;
દઇશું દળે ઘાવ જાળવજો, દિવસ એક બે માંહિ. ૧૩૧

જઈ પ્રધાને ખાન વીનવ્યા, હિંદુ ન નમશે, નડશે.
ખાન કહે, સહુ સજ્જ રહો એ આવી અચાનક પડશે. ૧૩૨
દરમ્યાન સજી સજાઇ, ડંકો દઇ, બીજે દિન વહાણે
દડમજલે દળ અલુખાનનું પહોંચી ગયું શિરાણે. ૧૩૩
ખાઈ, લક્કડકોટ કર્યા. ચોગરદમ ન મળે માગ.
ઘોડા, હાથી રહે પાખર્યા, કેમ લાધશે લાગ? ૧૩૪

જયત દેવડો, લખણુ સેવડો, લૂણકરણ તેડાવ્યા
સાલુ ને સોભતુને રાયે લસ્કર ભણી ચલાવ્યા. ૧૩૫
સરખે ઘોડે સાથ પાઠવ્યા સત્તાવીશ અસ્વાર.
ફરમાવ્યું, જાણી લ્યો જઈ, લશ્કર કેરો પાર. ૧૩૬
પ્રધાન લશ્કરમાં જઈ પહોંચ્યા, દીઠું દળ મેલાણ,
નકિબે ચકના દ્વારપાળને માંહી કીધું જાણ. ૧૩૭
'વગર વિલંબે છૂટા પાડો," ખાન એમ ફરમાવે.
'પ્રધાન જે કાન્હડદેના પછી મહેલ માંહ્યલે આવે." ૧૩૮
નોખું નોખું નિવાજ્યું ખાને તે સહુને ઇનામ;
સોનું, રૂપું અને સાવટું, બક્ષ્યા તેરી ઠામ. ૧૩૯
એક કહે કાન્હડદે પાખે અવર ન કરૂં પ્રણામ.
ખાન ભણે, લેઈ આવો આંકી, ભલે જારે ન સલામ. ૧૪૦
ભેટ ધરી ઝાલોરી પ્રધાને. પૂછી કુશળ કહ્યું ખાને,
"કાન્હડ કને કટકની કેવીક વાતો થાય કહોને. ૧૪૧
તમ સહ જે વળી અરજ નિવાજી રાયે તેય ગુજારો."
કહે પ્રધાન "અરજી કહીં, કેવી? ખાનજી! વાત વિચારો. ૧૪૨
કદીએ અગ્નિ શીતલ થાએ, પશ્ચિમ ઉગે ભાણ,
પણ શિર નારાયણ વણ કેને કદી ન નમાવે કાન્હ." ૧૪૩

"ખાન ભણે કોણ કારણ આવ્યા ? કહો હોય તે કાજ."
કહે પ્રધાન "રાજાની આજ્ઞા, કટક જોવૂં છે આજ." ૧૪૪
ખાને હુકમ કરી પખરાવ્યા તુરત બારગી ઘોડા.
હાથી મહાવત સાથ સજાવ્યા, મહોલે મલેક તેડયા. ૧૪૫
બખ્યા તુરક, મુગલ, કરકટિયા કેરી લાગી હાર.
પરધાને સંખ્યા લશ્કરની ભાખી અપરંપાર. ૧૪૬
ખાને સાન કરી કે મુગલે પણછે પરઠી તીર,
તાણી, ગગને પંખિણી વિંધી, ત્યાળે મોટા મીર ! ૧૪૭
લખણ રાઉતે એક જ ઘાએ ખાંડે સહીત મ્યાને,
પાડો રેંશી કીધ બે કડકા ! વખાણ કરિયાં ખાને. ૧૪૮
પૂછે ખાન "કાહ્નડ ઘર કેટલા ત્હારા જેવા શૂરા ?"
સુણેટ લખણ કહે "પૂછો છો તો છે ચોવીસેં પૂરા." ૧૪૯
તૂઠ્યા ખાન, ન માગીશ હિંદુ, હૂં જ કરૂં છું પસાય.
કહે પ્રધાન "રીઝે નવ લીજે, લાજે કાહ્નડ રાય. ૧૫૦
ખાંત પુરાવો એક અમારી દળ ચોગરદમ જોશું
એક રાત વાસો દેતાં મન વરસ રહ્યા એમ લહીશું." ૧૫૧
અલુખાને જણ સાથ મોકલ્યો, દેખાડે મેલાણ.

ઘોડા, હાથી, ઉંટ, પોઠિયા, ખચ્ચર પીઠ પલાણ. ૧૫૨
મલિકોના પચ્ચીસર જુદા મુકામ સુભટો સાર.
દળ જોવામાં દિવસ આથમ્યો, તો ય ન આવે પાર. ૧૫૩
બંદીવાન ઘણા પીડાતા દીઠ પાડતા રાડ.
દહાડે ભૂખ્યા તડકે દાઝે, રાતે વાએ ટહાડ. ૧૫૪
થાન વછોડ્યાં બાળક રોતાં, મૂર્તિમાન શું દુઃખ !
તરશે ટળવળતું કોઇ નજરે, કોઇને લાગી ભૂખ. ૧૫૫

કોઇ માંદા, કોઇ ન શકે ઉઠી, કોઇ અડવાણુ, ઉઘાડાં.
દાણા પાંચ મળે નહિ ખાવા. પગે કોઇને લોહડાં. ૧૫૬
ફર્યાં હાલરાં કાંઇ જૂજવાં બાંધી વાધરે આળે.
કોઇ છોરૂ માબાપ વિખૂટાં, જકડયાં એક જ ગાળે. ૧૫૭
વિજોગ કરીઓ, કરી જૂજવાં નારી ને વળી નાહ.
બાળ વૃદ્ધ ટળવળતાં દીઠાં. કટક ઉછળે ધાહ. ૧૫૮
કોઇ કહે, પૂરવ જન્મે અમ કર્યું આચરણ કૂડું,
તુર્ક પાસ દૈવે પાડ્યા ને વેર વાળીયું પૂરૂં. ૧૫૯
જૂઠી સાખો અમે પૂરી, કે કાંઇ ચડાવ્યાં આળ.
અથવા જનની ઉછંગે રડતાં થાન વછોડયાં બાળ. ૧૬૦
ગાય તણાં ગોચર શું ભાગ્યાં? કંઇ લોપ્યા આઘાટ.
જંગલથી મધ અમે પાડિયાં. અથવા પાડી વાટ. ૧૬૧
કહ્યું કર્યું નહિ માતપિતાનું. વેદ વચન શું ઉથાપ્યાં?
એકાદશી ન કીધ અમે શું? ઋષિને દાન ન આપ્યાં. ૧૬૨
કુળાચાર શું અમે લોપિયા? ખોળાવાડો કીધ.
આવ્યા ઘેર અતિથિ નવ પૂજ્યા. તરસ્યાં નીર ન દીધ. ૧૬૩
કાંઇ પરનારી ગમન આચર્યાં. કીધાં પાતક પંચ.
ખાધાં ધાન અંધારે રાત્રે. છોરૂં દીધાં વંચ. ૧૬૪
ભર્યાં સરોવર પાળ ઉખાડી. તરુએ દીધા ઘાય.
વિનાશિયાં શું દેવમંદિરો? દેવ અરાડયા પાય. ૧૬૫
લાખ, લૂણ, તલ વહોર્યાં, વેચ્યા. કન્યા વિક્રય કીધ.
સૂર્ય, સોમ રાહુએ ગ્રસતાં, મહાદાન શું લીધ? ૧૬૬
અમે કર્યાં વિશ્વાસઘાત શું? દૂભ્યાં કોઇ સુપાત્ર.
કે ધન પરનાં ઝૂંટી જોરે પોખ્યાં પામર ગાત્ર. ૧૬૭

"ખાન બોલે કોણ કારણ આવ્યા ? કહો હોય તે કાજ."
કહે પ્રધાન "રાજાની આજ્ઞા, કટક જોવું છે આજ." ૧૪૪
ખાને હુકમ કરી પખરાવ્યા તુરત બારગી ઘોડા.
હાથી મહાવત સાથ સજાવ્યા, મહોલે મલેક તેડ્યા. ૧૪૫
બખ્યા તુરક, મુગલ, કરકટિયા કેરી લાગી હાર.
પરધાને સંખ્યા લશ્કરની બાંધી અપરંપાર. ૧૪૬
ખાને સાન કરી કે મુગલે પાણીએ પરહી તીર,
તાણી, ગગને પંખિણી વિંધી, ન્યાળે ગોરા મીર ! ૧૪૭
લખણ રાઉતે એક જ ઘાએ ખાંડે સાહીત મ્યાને,
પાડો રેંશી કીધ બે કટકા ! વખાણ કરિયાં ખાને. ૧૪૮
પૂછે ખાન "કાન્હડ ઘર કેટલા ત્હારા જેવા શૂરા ?"
સુણો! લખણ કહે "પૂછો છો તો છે ચોવીસેં પૂરા." ૧૪૯
તુઠ્યા ખાન, ન માગીશ કિંદુ, હું જ કરું છું પસાય.
કહે પ્રધાન "રીઝે નવ લીજે, લાજે કાન્હડ રાય. ૧૫૦
ખાંત પુરાવો એક અમારી દળ ચોગરદમ જોઇશું
એક રાત વાસો દેતાં મન વરસ રહ્યા એમ લહીશું." ૧૫૧
અલુખાને જણ સાથ મોકલ્યો, દેખાડે મેલ્હાણ.

ઘોડા, હાથી, ઉંટ, પોઠિયા, ખચ્ચર પીઠ પલાણ. ૧૫૨
મલિકોના પચવીસર જુદા મુકામ સુભટો સાર.
દળ જોવામાં દિવસ આથમ્યો, તો ય ન આવે પાર. ૧૫૩
બંદીવાન ઘણા પીડાતા દીઠ પાડતા રાડ.
દહાડે ખૂલા તડકે દાઝે, રાતે વાએ ટહાડ. ૧૫૪
થાન વછોડ્યાં બાળક રોતાં, મૂર્તિમાન શું દુઃખ !
તરશે ટળવળતું કોઇ નજરે, કોઇને લાગી ભૂખ. ૧૫૫

કોઇ માંદા, કોઇ ન શકે ઉઠી, કોઇ અડવાણુ, ઉઘાડાં.
દાણા પાંચ મળે નહિ ખાવા. પગે કોઇને લોહડાં. ૧૫૬
ફર્યા હાલરાં કોઇ જૂજવાં બાંધી વાધરે આળે.
કોઇ છોરૂ માબાપ વિખૂટાં, જકડયાં એક જ ગાળે. ૧૫૭
વિજોગ કરીઓ, કરી જૂજવાં નારી ને વળી નાહ.
બાળ વૃદ્ધ ટળવળતાં દીઠાં. કટક ઉછળે ધાહ. ૧૫૮
કોઇ કહે, પૂરવ જન્મે અમ કર્યું આચરણ કૂડું,
તુર્ક પાસ દૈવે પાડયા ને વેર વાળીયું પૂરૂં. ૧૫૯
જૂઠી સાખો અમે પૂરી, કે કાંઇ ચડાવ્યાં આળ.
અથવા જનની ઉછંગે રડતાં થાન વછોડયાં બાળ. ૧૬૦
ગાય તણાં ગોચર શું ભાગ્યાં? કંઇ લોપ્યા આઘાટ.
જંગલથી મધ અમે પાડિયાં. અથવા પાડી વાટ. ૧૬૧
કહ્યું કર્યું નહિ માતપિતાનું. વેદ વચન શું ઉથાપ્યાં?
એકાદશી ન કીધ અમે શું? ઋષિને દાન ન આપ્યાં. ૧૬૨
કુળાચાર શું અમે લોપિયા? ખોળાવાડો કીધ.
આવ્યા ઘેર અતિથિ નવ પૂજ્યા. તરસ્યાં નીર ન દીધ. ૧૬૩
કાંઇ પરનારી ગમન આચર્યાં. કીધાં પાતક પંચ.
ખાધાં ધાન અંધારે રાત્રે. છોરૂં દીધાં વંચ. ૧૬૪
ભર્યાં સરોવર પાળ ઉખાડી. તરુએ દીધા ઘાય.
વિનાશિયાં શું દેવમંદિરો? દેવ અરાડયા પાય. ૧૬૫
લાખ, લૂણ, તલ વહોર્યાં, વેચ્યા. કન્યા વિક્રય કીધ.
સૂર્ય, સોમ રાહુએ ગ્રસતાં, મહાદાન શું લીધ? ૧૬૬
અમે કર્યાં વિશ્વાસઘાત શું? દૂભ્યાં કોઇ સુપાત્ર.
કે ધન પરનાં ઝૂંટી જોરે પોખ્યાં પામર ગાત્ર. ૧૬૭

જન્મ લગી જેનાં ધન લીધાં, તે સાથે સંગ્રામ
જઇ, પોતાના પ્રાણ ઉગાર્યા, ભયમાં તજીને સ્વામ. ૧૬૮
શું સ્વામીનો દ્રોહ કર્યો ? કે કીધાં મદિરાપાન.
બ્રહ્મઘાત શું કીધ અમે ? કીધ કોને બંદીવાન. ૧૬૯
અમે નીચનો સંગ કર્યો શું? ચોર્યાં કાપી સુવર્ણ.
શા પાપે કહો બંધન પડી, આ રહ્યાં તુરકને શરણ ? ૧૭૦
ભાવે કરીને દેવ ન પૂજ્યા. જીવદયા નવ પાળી.
કબુલ કરેલાં વચન લોપિયાં. લીધી કાલ્હરો બાળી. ૧૭૧
સોંપ્યા માલ અમે ઓળવિયા. કંઇ છાનાં વિખ દીધાં.
કોઇની આશા ભંગ કરી, કે ધન પરાણે લીધાં. ૧૭૨
સાત વ્યસન શું અમે આચર્યાં ? શું ગુરુ નિંદા કીધી ?
અમે દીન પર દયા ન આણી. લાંચ અજુગતી લીધી. ૧૭૩
એવાં વચન ઘામણાં બોલે, બે કર કૂટે આપ.
કિયા જન્મનાં આણીવેળા આવી લાગ્યાં પાપ ? ૧૭૪
કોઇ કહે છે, ભરૂંસો એવો, જરૂર છોડવે કાહ્ન.
કટક ચઢાવ્યું, મળિયા દળમાં તેહ તણા પરધાન. ૧૭૫
બહુ બહુ ઝૂરે ને વિમાસે, જન્મારે હવે આણે
જો કાહ્નડદે નહીં છોડવે, નક્કી રહ્યા તુરકાણે. ૧૭૬
આવી વાત સાંભળી પ્રધાને, બાન પિડાતાં દીઠાં,
ફેરવિયા દાંડીઆ કટકમાં, વચન કહાવ્યાં મીઠાં. ૧૭૭
"મદદે દળને કરી એકઠું કાહ્નડ જેવો આવે,
જેમ સૂર્ય ઉગે એ સાચું, સઉ બાન મેલાવે." ૧૭૮

કાહ્નડ આગળ ગયા પ્રધાનો. ખાને ખબર કહાવી.
" સજ્જ રહેજો, લઇશું ઘા અમ બે દિવસોમાં આવી. " ૧૭૯

જઇ પરધાને કાહ્નડદેને કટક સ્વરૂપ જણાવ્યું.
કહ્યું, પ્રભાસથી સોમનાથનું દિલ્હી લિંગ ચલાવ્યું. ૧૮૦
બખ્તરિયું દળ, હય ને હાથી, સૈનિકનો નહિ પાર.
સોરઠીઆ, ગુજરાતી માણસ ઝાલ્યાં બાન અપાર. ૧૮૧
કરી પ્રતિજ્ઞા કાહ્નડરાયે, "અવ તો જમશું ધાન,
મ્લેચ્છ મારી સોમઇયા સાથે જવ છોડવિયે બાન." ૧૮૨
લેખ લખાયા. હુકમ કરાયા. ઘરે દેશ ઉપલાણુ.
કરી તૈયારી, પહોર પાછલે તેડ્યા રજપુત રાણા. ૧૮૩
રાજવંશ છત્રીસે મળિયા. ખાંડાં લાખ બે ચાર.
એક એકથી અદકા બળિયા જે નવ પામે હાર. ૧૮૪
પાણીપંથા, ખુરાસાણી ને કોઇ તુરકી તુરંગ,
સૂડાપંખા અને કયાયડા, કો લીલૂડે રંગ. ૧૮૫
પંચવર્ણ પાખરિયા તેજી કંકલોહ પલાણ.
સોના તણાં સાંકળાં પાયે, હણહણિયા કેકાણ. ૧૮૬
ખરીતળ ખૂંદે ધરતી બળથી, લેખવતા નહિ સાટ,
દેવમણા, કેકાણ બારગિરિ, ચાલે ઉવટ વાટ. ૧૮૭
સાવ લોહ પાખર ને ચામર ઘણી ઘૂઘરી ઘમકે,
પાણી સમ રેલાતા ચાલે, નીચે ફૂમતાં ફરકે. ૧૮૮
બખ્તર, ટોપ, રંગાઉલિ, ખાંડાં, ભાલા, પટા, કટારી,
શિંગિણી, ભાથા, ભલી તરવારો લે છે સારી સારી. ૧૮૯
છત્રીશે દંડાયુધ લીધાં. પઢિયા પાઠ તે વાર.
કરજોડીને આશાપૂરીને રાયે કર્યો જુહાર. ૧૯૦
પૂજા કરી ચંદન ને કુસુમે, સામત પાયે લાગે.
*જીતાડજે કાહ્નડ, આશાપૂરી ! કહી આશકા માગે. ૧૯૧

* આ તૂક પછી મૂળમાં અટાઉલી છે. અટાઉલી ગ્રંથની પાછળ જુદી આપી છે. એને માટે જૂઓ પરિશિષ્ટ.

આપી આશકા આશાપૂરીએ. ત્રંબાળે દીધ ઘાય.
ઢોલ ધ્રસૂક્યાં, ડુંગર કાંપ્યા, ચઢિયો કાન્હડરાય. ૧૯૨
ઉપલાણે સાંચરીયા સાહણ, વેગે પહોંચ્યા ઘાટી.
વાગ્યાં રણતૂર, ધરા ધમધમી, તરવરી ગયા તળાટી. ૧૯૩
જયત દેવડો કરે વિનંતિ, બીડું કરો પસાય.
રાય કાન્હજી, આપ પ્રતાપે લેશું અમે જઇ ઘાય. ૧૯૪
બોલ પ્રમાણ કરીને આજ્ઞા આપી કાન્હડ રાય.
બળથી પેસી અંસુર દળ દળજો, રખે હસારત થાય. ૧૯૫

દઇ દદામા દળ ઉપડીઆં, જઇ વઢશું તુરકાણે.
આવ્યા હેરૂ, વાત જણાવી; "છે મેલાણ સિરાણે. ૧૯૬
લઇએ જઇને કેડ એમની, નહિ તો જાશે દૂર."
મળ્યા તારવ્યા તેજી પૂંઠે, જઇ આથમતે સૂર. ૧૯૭
સેં ચાલીશ મશાલ કરાવી, રણશિંગાં વગડાવી,
કટક થયું ઉગમણી પા, દીધ ઝાંકઝમાળ બનાવી. ૧૯૮
જાંગડ ઢોલ સાતસેં વાગે બિહામણાં નિશાણ.
મર્દ મુંછો મરડે, દેખીને પડે ભીરૂના પ્રાણ. ૧૯૯
કરી બે ફોજ માલદે રાયે, ચાલ્યા પશ્ચિમ પાસે;
ભાંગી કાઠગઢ પેઠા કટકે, ચોકીદારો નાસે. ૨૦૦
પડ્યું ભંગાણ. બૂંબારવ વર્ત્યો. કીધી હિંદુએ હાક!
તુરક દિઙ્મૂઢ ઝબકી જાગ્યા, કાને પડિયા ધાક! ૨૦૧
*બન્ને ગમ અજવાળાં દેખી તુરકે છાંડી છાક!
દિઙ્મૂઢ ઉઠ્યા, ત્યાં દળપર તુટી પડીઓ બળકાક! ૨૦૨

* આ તૂક ક્ષેપક લાગે છે. સ્લેચ્છે છાંડી છાક શબ્દથી પુનરુક્ત અને છે. દીઙ્મૂઢ તો પુનરુક્ત છે જ.

ઉંચે હાથે ત્રાહ પોકારે, બોલાવે કિરતાર.
કેમે આણીવાર ઉગારો, કરો અમારી સાર. ૨૦૩
જરહજીણ લેવાયે અવળાં, આંગાં, શિંગિણી, બાણ.
ઉતાવળે મ્હેલાયે અવળાં તેજી પૂંઠ પલાણ. ૨૦૪
કીધી ખબર ખાનજી આગળ, એવું કહે ખવાસ;
"ફરી વઢવા દળ હિંદુ આવ્યા! પડ્યો લશ્કરે ત્રાસ!" ૨૦૫
અલુખાને હાથી પખરાવ્યા. સજાવિયા તોખાર.
હલહલ કરીને અજવાળા ભણી, સાંચરીઆ અસ્વાર. ૨૦૬
ખબર પડે નહિ નિજ કે પરની. દોદશ હિંદુ આવે.
ભાગી મૂકો મ્લેચ્છ મારતાં. ખાંડાના ઘા ફાવે. ૨૦૭
તીખા તેજી ઉડવે રજપૂત. ભલા વાવરે ભાલા.
માઝમ રાત્રે મ્લેચ્છ મારતા દોદિશ હિંદુ ભાળ્યા. ૨૦૮
ધનુષના ટંકારવ ગાજે. તીણાં તીર વછૂટે.
જરહજીણ, આંગાં વિંધીને, અંગ સોંસરાં ફૂટે. ૨૦૯
અંગે અંગ પડે અણિયાળે, બળથી પાખર ફોડે.
તરવારોના સબળ ઘાવથી સાંધે સાંધા તોડે. ૨૧૦
રણ રજપુત વાવરે કટારી. લોહ કટાકટ ઉડે.
પાખરિયા તેજી તુરકોના તરવારોથી ગૂડે. ૨૧૧
મલ્લતણી પેર બાથે આવે, જોરે વળગે ઝૂટે;
ગડદા, પાટુ, બંભ વગાડે, મહા મારથી કૂટે. ૨૧૨
મહાવત હાથી પરથી પડતા, ભોંય પડી પગ ભાગે.
વાઢે સુંઢ ને દાળે દાંચા; ધરણી ઢળ્યા ઢગ લાગે. ૨૧૩
ભાગે-કાંધ, પડે રણ માથાં, ધગડાનાં ધડ ધાએ.
માંહોમાંહ મારવા લાગે, વિગત કશી ન જણાએ. ૨૧૪

કસાઇવાડા વત રણુ લાગે. પગ મેલ્યો નવ કનક.
લોહી કેરા પ્રવાહ ઉલટયા દીસે રણુની માંહ્ય. ૨૧૫
દ્વાર, શીરાચા મરડી પાડે કદલીનાં બંધાણુ.
ચર્મ વાઢી જુજવા ગળાથી સહુ છોડાવ્યાં બાન. ૨૧૬
ઘોડા, હાથી, ઉંટ, પોઠીઆ સહુ ઉલાળી લીધા.
સાદલ, સિંધ, મલિક બે મોટા દેહ છુવતા ફ્રીધા. ૨૧૭
અલુખાન એકલડો નાઠો, જે ભટ વીર ગણાય.
શીદી મલેક, ઉમ્મર મોટો તે પડિયો રણુમાંય. ૨૧૮
જે જહીં તહીં નાસે, ન સુઝે દિશ. થયું ઘુમરાણુ અપાર.
પૂંઠ પકડશે, હિંદુ મરશે, ઊગારે કિરતાર. ૨૧૯
બીજે દિન રાયે રણ શોધ્યાં. દીઠાં પડ્યાં પલાણુ.
હાથી કેરી પાંજરી ભાગી, ધરણી ઢળ્યા કેકાણુ. ૨૨૦
ખેડાં, ખાંડાં પડ્યાં જુજવાં, ભાલા, ધનુષ, કટારી,
ભાગે કણસે પડી તરવારો, મ્લેચ્છ માંકડાં મારી. ૨૨૧
રૂધિર માંસનો ફ્રાચ કીધ. ધડ પડિયાં હારોહાર.
સોમનાથ છોડાવી રાયે, પછી ધોઇ તરવાર. ૨૨૨
છોડવીયાં નવ લાખ બાન ને વર્ત્યો જેજેકાર.
ધન્ય ધન્ય રાવળ કાન્હડદે! કાન્હ તણો અવતાર ! ૨૨૩

ચોપાઇની ચાલ.

ચહુઆણ કુળ પુણ્ય અપાર. પુણ્યે મ્લેચ્છ કર્યો સંહાર.
પુણ્ય વિચાર જન જાણે સહુ, એમ સંક્ષેપે પ્રાકૃત કહું. ૨૨૪
પુણ્યે એક આરોગે પાન. પુણ્યે ઘર સંપજે નિધાન.
પુણ્યે હોય સકુળની નાર. પુણ્યે તુરગમ બાંધે બાર. ૨૨૫

પુણ્યવંતને સહુકો નમે. પુણ્યહીણ નર ભૂલો ભમે.
પુણ્યે રોગ ન આવે અંગ. પુણ્યે પુરુષ રમે મન રંગ. ૨૨૬
પુણ્યે અંગ ન આવે રીસ. પુણ્યે સહુ દીએ આશિષ.
પુણ્યે નહિ વહાલાં વિજોગ. પુણ્યે હોય સજન સંયોગ. ૨૨૭
પુણ્યે પહેરે વારૂ ચીર. પુણ્યે રૂડાં હોય શરીર.
પુણ્યવંતનાં દુષ્કૃત ટળે. પુણ્યવંતને ચામર ઢળે. ૨૨૮
પુણ્યવંત શિર છત્ર ધરાય. પુણ્યવંત નવ પાળા જાય.
પુણ્યે હાથી ઝૂલે બાર. પુણ્યવંત નવ પામે હાર. ૨૨૯
પુણ્યે હોયે નવલા રંગ. પુણ્યે સુણે બીન મરદંગ.
પુણ્યે સુવે તળાઇ ખાટ. પુણ્યે બોલે કીરતિ ભાટ. ૨૩૦
પુણ્યે ઘેર ન ખુટે ધાન. પુણ્યે હોય પુત્ર સંતાન.
પુણ્યે કરી રાજા દે માન. પુણ્યે અનુકુળ હોય પ્રધાન. ૨૩૧
પુણ્યે ધરીએ સોનાં સાર. પુણ્યે પહેરીએ મોતીહાર.
પુણ્યે ભણીએ વિદ્યા વળી. પુણ્યે હોય કીર્ત્તિ ઉજળી. ૨૩૨
પુણ્યવંત ઘેર ત્રણે વાર અષ્ટોત્તર શત મંગળ સાર.
પુણ્યે સુખ નવ ડૂંડું ચવે. પુણ્યવંત પૃથ્વી ભોગવે. ૨૩૩
પુણ્યે પુણ્ય કરે આદરે. નિત્ય દીવાળી પુણ્યે કરે.
જે જે લાવ્યા વાનર વીર, પુણ્યે પથ્થર તરીઆ નીર. ૨૩૪
પુણ્યે અસંભવિત સંભવે, દાનવ રણ રોળ્યા રાઘવે.
કૂડે ન સીધ્યું કૌરવ કાજ, પુણ્યે પાંડવ પામ્યા રાજ. ૨૩૫
પુણ્ય પ્રશંસા પૃથ્વી કરી. પદ્મનાભ પંડિત વિસ્તરી.
કાન્હડદેને પુણ્યે કરી, જગ જય દીધો આશાપુરી. ૨૩૬

વળ્યાં કટક આનંદ્યા સહુ. કીરતિ બોલે બંદી બહુ.
નગર ભણી સાંચરિયા રાય. તત્ક્ષણ દીધ દદામે ધાય. ૨૩૭

ભેટ્યા શિવ નવરાવી ખેવ, નગર ભણી પધરાવ્યા દેવ.
કાહ્ન વિજયની વાતો સુણી, નગરે વધામણી દે ઘણી. ૨૩૮
મદન ભેરી, ભૂંગળ ભરહરે, વર્ણ અઢારે જય જય કરે.
તરીઆ તોરણ સહુ ઝળહળે, ધ્વજા નગર માંહિ ઉચ્છળે. ૨૩૯
ફળ્યા મનોરથ પહોંચી આશ, ઠામ ઠામ લેવાએ રાસ.
કરે નારીઓ લૂણ લૂંછણાં. નગર માંહિ માંડયાં પેખણાં. ૨૪૦
નવાં પાથરે મારગ ચીર. ફૂલ પગર, પીમળે અબીર.
પદ્મનાભ કવિ એણીપેર ભણે, આવ્યા રાય નગર આપણે. ૨૪૧
બીજા જે જે રાણા રાય, આપાપણે અવાસે જાય.
નીર્યો ચારો, દીધાં ખાણ, ઠાણે લઇ બાંધ્યા કેકાણ. ૨૪૨
સહુને હઇએ હરખ ન માય. અંતઃપુર પધાર્યા રાય. ૨૪૨ા

રાગ (ધવલ) ધન્યાશ્રી.

માંડવે મળી સુવાસણી, સખી નવરંગ ઓઢણી ઘાટ કે. ૨૪૩
જાય સખી વધામણે, હેડે હરખ ન માય કે જીત્યો સહી. આંચળી.
હાર કંઠે કર બેરખા, સખી નેપુર રણ ઝણકાર કે. જી. ૨૪૪
લ્યો કર થાળ કનક તણા, સખી મોતીડે પૂરો ચોક કે. જી. ૨૪૫
તિલક કરો કુમકુમ તણાં, સખી એ રંગે રાય વધાવો કે. જી. ૨૪૬
અસુર દળી ઘેર આવીઓ સખી છોડવ્યા શંકર બંધ કે. જી. ૨૪૭
કાહ્નડદે જીવો ઘણું, સખી બોલે માલદે વીર કે. જી. ૨૪૮

ચોપાઇની ચાલ.

આપી ભાતાં ને પ્હેરણાં, બાન વળાવ્યાં પાછાં ઘણાં.
ઘણાં માણસો વર્ણ અઢાર, પશુઓ કેરો ન લાહું પાર. ૨૪૯

અગળા બ્રાહ્મણ આશિષ જપે, કાહ્ન કરોડો વરસો તપે.
સોમનાથ આરાધે કાહ્ન. નિત નિત પંચામૃતથી સ્નાન. ૨૫૦
પૂજાના સોળે ઉપચાર, કેસર, ચંદન, તિલક, શૃંગાર.
નિત નિત નવનવી પૂજા હોય. પ્રણમે ભક્તિ ભર્યા સહુ કોય. ૨૫૧
નવખંડે કીરતિ વિસ્તરી, વાત અસંભવ કાહ્ને કરી.
નરકપાત ઉગારે જેહ, મહા સંકટથી મુકવ્યા તેહ. ૨૫૨
મૂર્ત્તિ પાંચ એક લિઙ્ગથી, છટ્ઠી તે જોડીની નથી.
સોરઠ પધરાવ્યૂં એક લિઙ્ગ બીજું વાગડમાં તેહ સંગ. ૨૫૩
આબુ ઉપર થાનક ભલૂં, ત્રીજું લિઙ્ગ તહીં મોકલ્યું.
ચોથું જાબાલિપુર માંહ્ય, પ્રાસાદે પધરાવ્યું રાય. ૨૫૪
દેવળ એક નિજ વાડી માંહ્ય, એ વિધ પાંચે લિઙ્ગ પુજાય.
પાંચ લિઙ્ગ આ પૂજા કરે, ગર્ભવાસ તે નવ અવતરે. ” ૨૫૫
રોજ કરે ઓચ્છવ નવનવા, સત ન્યાયે લોકો પાળવા. ૨૫૫[1/2]

## ખંડ ૨ જો.

---

ચોપાઈની ચાલ.

બીજા ખંડ તણો આરંભ, બોલે પદ્મનાભ કવિ બ્રહ્મ.
× × × × × × ૧
જે જે તુરક નાશી ઉગર્યા, એક ઠામ જઇ જંગલ મળ્યા.
કોઈ ઉઘાડા વસ્ત્ર વિહીન. ભૂખે કરી કોઈ શરીરે ક્ષીણ. ૨
કોઇ લથડતા લાગ્યે ઘાય. કો ડોળીએ ઘલાયા જાય.
કોઇ તણે મુખ ટોયે નીર. પગપાળા ઉમરાવ અમીર. ૩
રાન રખડતાં બહુ દિન થયા. દીલ્હીનગર લજવાતા ગયા.
અલૂખાન અંધારૂં કરી, વસ્ત્ર એક મુખ આડું ધરી, ૪
ધરી વેશ નવ ભાવે ભલો, નગર માંહી પેઠો એકલો.
ખબર ખુવારી કેરી સુણી, ઠામ ઠામ રોયે તુરકણી. ૫
પીટે ટોળાં પોળે પોળ. રોવે આંસુ વર્ત્યે રોળ.
કો ફાડે પહેરી સુંથણી. પગનાં નેપુર ભાગે ઘણી. ૬
કો તોડે એકાવળ હાર. કો ઉતારે સહુ શણગાર.
લૂંટયા બંદર શી દિન રેણ તોડે નાડાં પીંખે વેણ. ૭
કોઇ ન જંપે પ્હોર ને ઘડી. કો આળોટે આડી પડી.
વિખ થઇ પડિયાં પાન ને ફૂલ. રૂવે કોઈ મોંઘેરી મૂલ. ૮
કોઇ તણા બંધવ ભરથાર, કોઇ તણા ફુટડા કુમાર,
કોઇ તણા મામા રણ રહ્યા, રણઘેલા જે રણમાં ગયા. ૯
કોઇ તણા માર્યા રણ બાપ. અલૂખાનને દે સહુ શાપ.
સાંથે દહાડે ઉઠી વાટ. નગરમાંહી દેવાયાં હાટ. ૧૦
એકે વાત બીજાને કહી. ઠેઠ પાદશાહ સુધી ગઇ.
જે જીવતા આવેલ નિદાન, તેને તેડી પૂછે સુલ્તાન. ૧૧

આવો ભડ યોદ્ધો અલૂખાન હરવ્યો શી રીત કાહ્ન ચહુઆણ?
બોલી તુરક દામણે સૂર, અરજ ગુજારે શાહ હજૂર. ૧૨
વચન સાંભળો અસપતિ રાય! જે જે વીત્યું લસ્કર માંય.
ખોજા ખપિયા, માર્યા ખાન, નવ લાખે છોડાવ્યાં બાન. ૧૩
થયા ખ્વાર મીર, ખાન, ખવાસ; મુલ્લાં સૈયદ મુખ લીધાં ઘાસ.
બાંદા ગુલામને દરવાન, ઘાટ ઘડાઈ ગયો નિદાન. ૧૪
દણ્યા હબસી ખાંડાની ધાર, મોગલ કેરો ન જડે પાર.
ફિલાળી લીધ હાથી સહુ. લુંટી છોડવિયા તુરી બહુ. ૧૫
ઝૂંટાવી લીધાં હથિયાર. ખાન તણા લુંટયા ભંડાર.
જેહ ઉપરે શાહ મન હેજ, જહાંપનાહના જે ભાણેજ, ૧૬
સાદલ, સિંહ જે મલિકો બેય, બળથી કેદી કરિયા તેહ.
દીઠું એવું અમારે નેત્ર, સાદી મલિક પડ્યા રણક્ષેત્ર. ૧૭
બોલે બોલે કરે સલામ. કેટલા મલિક ન લહિયે નામ.
સંગે કરી બડી રજપૂત, પોતાનું છોડાવ્યું બૂત. ૧૮

સુણી વાત રણ વળિયો રોળ, શાહે મુખ તજ્યું તંબોળ.
સુલ્તાની ગજ ઘોડા જેહ લઇ લીધા કાહ્નડદે તેહ. ૧૯
મીર મલિક માર્યા રણમાંય, વાત એવી દેશાવર જાય.
મુખ સુલ્તાન ન કાદે બ્હાર. દીલ્હી શાહ ન ભરે દરબાર. ૨૦
અલૂખાને વણસાડ્યું કાજ, કટક મરાવી આવ્યો આજ.
આણી આલમ વાતો કરે, એબ લગાડી ખાને ખરે. ૨૧
બાળે શીખ મુખે દીવાન, દોદીએ પગ દે નહિ ખાન.
અલૂખાને વણસાડ્યું કામ, પાદશાહનો લુણહરામ. ૨૨

× × × × × ×

અલૂખાનનો જાણી દોષ, પાદશાહ મન આણ્યો રોષ. ૨૩

પવાડો.

પાદશાહ મન વાત વિચારી, નાહર મલિક બોલાવ્યો.
સાથેથો ભોજલો મહેલે, ખાંડાધર તેડાવ્યો. ૨૪
મસલત કરી આજ્ઞા આપી, લો નામીચા શૂર સાથે.
મારવાડ પર જાઓ. આપ્યાં શાહે બીડાં હાથે. ૨૫
મોટા મલિક સહૂ તેડાવ્યા. લશ્કર કર્યું સજાય.
સોનગિરાશું વિગ્રહ માંડો, જઇ મરૂભૂમિ માંય. ૨૬
પાણી ધાન ચલાવો સાથે. સોબત લેઇ અપાર,
આપ આપના મરાતબે લો સુભટ ભલા ભડનાર. ૨૭
નામાંકિત ભડ, મેગળ માતા, દળ બળવંતું લીધું;
લીધું સાથ ઘણું પેદળ વળિ, પ્રયાણ વેગે કીધું. ૨૮
છળ કળ કરી જઇને લેજો મારૂ રાજ્ય તપાસી.
પાદશાહ મુખ એવું બોલે, રખે થાય વળિ હાંસી. ૨૯
ફૂટ પાડી જઇ કરશો ફતેહ, અમ આજ્ઞા પરમાણ
નાહર મલિકે શિરે ચઢાવ્યું શાહ તણું ફરમાન. ૩૦
હલહલ કરી કટક સામગ્રી, ભલું મહૂરત લીધું.
કરી સલામ વાળ્યું સહુ પાછું, પછીથી પ્રયાણ કીધું. ૩૧
પાદશાહની આણ ન માને, હઇએ બહુ ધુમરાય,
સામતસિંહ ચહુઆણ રાયનો સુત, કાહ્નડદે રાય. ૩૨
વસમો ગઢ ઝાલોર તણો, પણ બળથી લઇશું મારી;
યા તળેટીએ ઘેરે સુઇશું, પણ નાવીશું હારી. ૩૩
બોલે બોલ મલિક બળવંતા, હઠે ન કેમે લઢતાં.
કીધી કૂચ, ધ્રસૂકયાં ઢોલો, ને લશ્કર ઉપડંતાં. ૩૪

ભાગ્યાં ઝાડ, બીડ થયું પાદર, કાદવ કીધું પાણી.
ડુંગર તણાં શિખર જ્યમ ચાલે, ત્યમ હાથી સુલ્તાની. ૩૫
દેશ તુર્ક ફેરાથી નિકળ્યા વાજંતે નિશાણે.
ઓળંગી ગિરિ, વાટ, ઘાટ, કંદર પહોંચ્યા સમિયાણે. ૩૬
રોષે ચમક્યો કાહ્નડ ભત્રિજ થાણદાર તે થાણે.
સાંતલ સિંહની પેઠે ગાજ્યો સબળ વીર સમિયાણે. ૩૭
તુરક દેશ આવ્યાનું જાણ્યું, બૂમેબૂમ સુણાય.
કહે સાંતલ જઇને કરૂં ભેટો; ખેલું ચોપટ ધાય. ૩૮
જૂવે વાટ રાજા કાહ્નડદે, હજુ નગર કો નાવે.
કટક ભણી જઇ વ્હારે ચઢીએ જો સાંતલ તેડાવે. ૩૯

ક્ષત્રિ કેરૂં તેજ અલૌકિક સાંતલ કરે વિહાર,
ઠામ ઠામથી ચાલ્યા આવે મોટા જુઝણહાર. ૪૦
કરી તૈયારી સહુ સાંચરિયા, પાખરિયા તોખાર,
જરહજીણ, કોઠા, રંગાવલી, વળી લીધાં હથિયાર. ૪૧
નાહર મલિક તણે દળ મળિયા મંડોહરિ ચહુઆણ.
થયું જાણ જે હિંદુ આવ્યા, ખળભળિયાં મેલાણ. ૪૨
લઢ્યાં કટક, રણવાઘો વાગે. ભાગે ખાંડાધાર.
સઇકળે સાંતલસિંહ જીત્યો, માર્યા મ્લેચ્છ અપાર. ૪૩
મલિક નાહર હઠિયો પાછો. બની અસંભવ વાત.
તુરક તણા ઝૂંટીને લીધા તેજી સ્હેં છ સાત. ૪૪
મારી તુરકને અડધા કીધા, મચકોડ્યું તુરકાણું.
દોડી લઢી છોડવિયા હાથી, વળિયા વાતાં વહાણું. ૪૫
ઝાલોરે મોકલીઆ સઘળા તુરગમ ચંદી આપી.
સાંતલ જીત સુણી કાહ્નડને મન અતિ રતિ રહી વ્યાપી. ૪૬

વળી મલિક ચાલીને આવ્યા! પેખો કર્યું અમારૂં.
વીતેલું એક વાર વિચારો, વળી કેમ હું હારૂં? ૪૭
ગઢ સમિયાણે ઘેરો ઘાલ્યો. સાંતલ ન કરે જાણ.
બીજા રજપુતે તેડાવ્યા કાહ્નડદે ચહુઆણ. ૪૮

સવા લાખ ખાંડાની સાથે, પાખરિયે કેકાણે,
છડી સવારીએ ચઢી આવ્યા કાહ્નડદે સમિયાણે. ૪૯
એક તરફ ઉતરીઓ સાંતલ ઝાઝું લશ્કર લઇને,
બીજી બાજુ કાહ્નડદેનું વળગ્યું કટક જઇને. ૫૦
બે દળ બે ગમ મચ્યાં મારવા મલિક વચે સહુ લીધા.
જીત પર આવી મલિક પર સામા મોંયે હલ્લા કીધા. ૫૧
સબળ ધનુષ ટંકારવ ગાજે, સામાં આવે તીર,
લોહ ઉડે જયમ વિજળી ઝબૂકે, લઢે મ્હોટા મીર. ૫૨
બે બાજુ બળવંતા હિંદુ દેતા સરખો માર,
બીજા મલિક કેટલા કહીએ? માર્યો મલિક નહાર. ૫૩
રાજાઓમાં બહુ બળવંતો, સીંધળકુળ સપરાણ,
ભલો બીડી સ્હામે રણ ચાલી સુભટે છાંડયો પ્રાણ. ૫૪
આજ લગી સૌકો જાણંતા જંગી જુદ્ધે જેહ,
સુભટ ભોજલો—ભડ ખાંડાધર—મુઓ રણાંગણ તેહ. ૫૫
જીત તણા ડંકા વાગ્યા ને મીર મલિક સહુ માર્યા.
દળ દળી વાળી કાહ્ન રાયજી, પછી ઝાલોર પધાર્યા. ૫૬
દીલ્લી સાંઢિયે વાવડ દીધા, "સુભટ બેઉ બહુ બળિયા,
ખાંડાધર ભોજલ ને નાહર સમરાંગણમાં ઢળિયા."  ૫૭
એવી વાત સુણી સુલ્તાને કે જીત્યો ચહુઆણ;
નીતક મલિકને બહુ વીતી અલૂખાન પરમાણ. ૫૮

વાર વાર નિજ હાર સાંભળી તત્ક્ષણ થઈ હેરાન,
"ક્યા બલાય ઉઠી તુરકાણે" એમ કહે સુલ્તાન. ૫૯
ખાનજહાન, મલિક અમાદલ્લ, મલિક નેબ તે વાર
મલિક કમાલુદ્દીન તેડાવ્યા, મહેલે સુભટો ચાર. ૬૦
માંહ્ય ચોકીએ મસલત સારૂ વાતો કરવા લાગ્યા,
જે જે મલિક કટક લઇ ચઢિયા તે ચહુઆણે કાપ્યા. ૬૧

પાદશાહ મુંછે વળ ઘાલી, ભાખે રાખી મામ.
"જે કો મારી આણ ન માને તેનો ફેડું ઠામ. ૬૨
કનોજ, ગાજણું, ગૌડ, ચૌલ, મેં મહારાષ્ટ્ર વશ કીધ.
લાટદેશ ને સિંધુ સવાલખ, ગુર્જર, સોરઠ લીધ. ૬૩
મેં લીધાં માળવ, ચંદેરી, માંડવ, સારંગપૂર,
રણથંભોર, ચિતોડ ભલો ગઢ, વળી લીધ નાગોર. ૬૪
જવાનપૂર, મથુરાં પૂરવમાં, વળી તે અંતરવેદી,
ડીસા, કાકપુર, અને ભોજપુર, બળે લીધ દળ ભેદી. ૬૫
દળ સહ સાગર સુધી પૂર્વે, ગયો હું પૂરવ માંય.
હિંદુ રાજ ભગાવ્યા, ઘર તજાવ્યાં, થાણાં થાપ્યાં ત્યાંય. ૬૬
હિંદુસ્થાન, પાંડયનાં રાજ્યો, વળી જાળંધર લીધ.
કાશ્મિર, કામરૂ ને હિમાચળ, શિખર લગી વશ કીધ. ૬૭
ખુરાસાન મેં ખરી તળ ખૂંદયું બળથી લીધ નિદાન.
મેં મારી મોગલ દળ તોડયાં. લીધાં ઉચ, મુલ્તાન. ૬૮
ચીન, ભુતાન, ઢંઢુર દેશપતિ દિલ્લી ઓળગ આવે.
દ્વારસમુદ્ર સુધી જઇ મડધા જોરલક્ષ્મી અમ લાવે. ૬૯
કલવરગૂ ને અંનાગુંડી, બેદર, દેશ તિલંગ,
વહોરે નાગરવેલી, સોનું, વદે વાણી જ્યાં ચંગ. ૭૦

એવી વસમી ભૂ મેં ચાંપી ખાંડાધારે લીધી.
રામદેવ-દેવગિરિ રાજા-તેણે બેટી દીધી. ૭૧
ઝાઝા વમળો ભરિયા દરિયા ભીતર વસમો બેટ,
સિંઘલદ્વીપ તણો જે રાજા કરે હાથીની ભેટ. ૭૨
ઉચ્ચ, કલહથ તે જાવાબંદર, હોરમજ વસમાં ઠામ,
અમ ઘેર ત્યાંની નિપજો આવે, અમને ભરે સલામ. ૭૩
સેતુબંધ રામેશ્વર સુણિયે બાંધી વાનર પાજ,
અમલદાર રહે, આણો વર્તે ત્યાં, અમ એવું રાજ, ૭૪
ભરતખંડ ભડ વીર હું, મેં લીધ ગઢ વસમા સુઠામ,
સુણીએ ગઢ ઝાલોર વિષમ છે, ચહુઆણોનો ઠામ. ૭૫
આગળ વાર બે ચાર હરાવ્યા, તુરક ન ફાવ્યો લાગ.
શરમ આવી મોટા રાજામાં મને હવો વિરાગ. ૭૬
ઝાલોરે આ વાર જઇને બતાવીએ અમ તેજ;
બળથી સોનગિરો જીતીએ કે તજીએ આયુષને જ". ૭૭

કરી પ્રતિજ્ઞા એવી શાહે અને દીધ ફરમાન.
ખાન તેડાવો પાટણથી એમ બોલે છે સુલતાન. ૭૮
તેડી કાસદ છડી સવારીએ પાટણ ભણી ચલાવ્યો.
નગર બહાર સૂબાએ આવી શિરપર હુકમ ચઢાવ્યો. ૭૯
વાંચ્યો હુકમ. કરી તૈયારી. તેડાવ્યા સોનાર.
હાર કડેરા સહુ સુંદર કીધ સોનાનું આગાર. ૮૦
બાવન મણ સોનાનું બનિયું. ખાને સાથે લીધું.
દિલ્હી નગરે જઇને બહુ વિધ ભેટ શાહને કીધું. ૮૧
વણ પલાણ ધાયા ચોતરફાં પાદશાહ ફરમાને,
રાણા, રાય, મલિક ને મહીધા તેડી આણ્યા ખાને. ૮૨

ઠેરઠેરથી સહુ દળ આવ્યું. ચઢી ચાલ્યો સુલ્તાન.
જ્યહાં પડાવ કરે ત્યાં રોકે સાત કોસ મેલાણ. ૮૩
ગજ હજાર બે ચાર પાખર્યા, ઘંટા ઘૂઘરમાળ,
પાય સાંકળાં ખળકા કરતાં, કુંભસ્થળ સુવિશાળ. ૮૪
શ્રાવણ માસે ચઢિયા દીસે જેવા કાળા મેહ,
ગજવર ઠાઠ ચાલતાં દીસે જોતાં નાવે છેહ. ૮૫
શાલિહોત્ર જેહની કસોટી તેવા કોટિ કેકાણ.
ગઢ ઝાલોર ભણી સાંચરિયા સહુ દળ સહ સુલ્તાન. ૮૬
મ્હેર, ભોઈ અને હાહિયા ચાલે કૂહાર, કમાણી,
ચાર હજાર સાથે સાંચરિયા વહે પખાલે પાણી. ૮૭
ત્રીસ હજાર વાણીઆ કટકિયા સાથે વસ્તુ ચલાવે.
ગાડે ચઢી ચાલંતી ઘાણી, ઘાંચી ફેરવ્યા આવે. ૮૮
મોચી, ઘાંચા ને સથવારા, સાથે ચાલે માળી.
દરજી, બાજર, ઓડ ચાલીઆ. ચાર હજાર તંબોળી. ૮૯
કાવડિયા દારૂ લઈ ચાલે, ભાઠી વહે ખમાર.
સહસ્ર પાંચ ચાલે ભઠિયારા. ઘાટ ઘડા લોહાર. ૯૦
સહુ સલાટ સાંચરિયા સાથે. ચૂનો વહે ચૂનારા.
ચાલે વહોરા કાગળકૂટા. હીર તણા તૂનારા. ૯૧
ચાર લાખ વેપારી ચાલ્યા. બાર લાખ ઓળગાણા.
કરકટિયા, હબસી, ભાથાધર, ફરસીધર સપરાણા. ૯૨
દળ ચાલંતાં ધરણી કંપે. શેષ ન ઝીલે ભાર.
સાયર કેરાં પૂર ઉલટિયાં જાણે રેલણહાર. ૯૩
બણગાં, ઢોલ, નફેરી વાગે સાથે સહસ્ર અઢાર.
જંગડ ઢોલ, નિશાણ ધ્રસકે, સુણિયે જોજન બાર. ૯૪

પડ્યો દેશ ભડ વીર તુરકને ત્રાસે. દોદશ નાઠાં.
ઘણા દિવસ દળ મારગ ચાલી, મારવાડમાં પેઠાં. ૯૫.
ઝાઝાં નીર. સરોવર મોટાં. વળી છે સુંદર ઠામ.
પહેલાં દળ સમિયાણે આવ્યાં; પાદર કર્યો મુકામ. ૯૬.
અસપતિ રાય મુખ બોલે એવું "બળકટ આ ગઢ લઇએ,
ભેળ પાડી, મેલીને થાણું, પછી ઝાલોરે જઇએ." ૯૭.
લોક સહુ નાશી ગઢ ચઢિયા. તળેટી તુર્કે રૂંધી.
ગઢપરનું રહેઠાણ વારૂ બહુ. ભલી તૈયારી કીધી. ૯૮.

સાઠ વરસ વાવરતાં પહોંચે અન્ન તણા કોઠાર.
સમિયાણે સાંતલ બહુ બળિયો, માંહી ભલા લઢનાર. ૯૯.
મઠ ને સૂકાં ઘાસ, ચણા વળી પૂળા કડબ અપાર,
સાંતલની ઘોડારે બાંધ્યા, હય રહે પાંચ હજાર. ૧૦૦.
બળતણ, લૂણ વરસ સો પહોંચે. ઉપર ભલી સજાઇ.
સાંજ સવાર બપોરે પાડે સાદ, રસે રંધાઇ. ૧૦૧.
પાણી ભર્યું સરોવર ઉપર, નીઠે નહીં લગાર,
આકાશેથી મેઘ ઉલેચે, તો ય ન આવે પાર. ૧૦૨.
ગિરિ ઉપર ગઢ વસમી જગાએ. વસમાં પોળ પ્રાકાર.
ઉંચા કોઠા, ઘણી બારીઓ, વળી બહુ વસમો માર. ૧૦૩.
ચઢી ત્રિકળશે સાંતલ જોયું. દીઠું દળ સુલ્તાની.
ગઢ તળેટીએ સરવર પાળે હાથી બાંધ્યા આણી. ૧૦૪.
ઠામ ઠામ સાબાન, સરાચા, ડહલી ને એકચોઇ,
ટોડે ટોડે હયની સોઇ સાંતલદેવે જોઇ. ૧૦૫.
પદવીસર બહુ ઉંચા નેજા જોતાં પાર ન લાધે.
સેના જોઇ સાંતલને મનડે ઝાઝૂં અચરજ વાધે. ૧૦૬.

સૈન્ય તણી સામગ્રી દીઠી. સાંતલ કરે વખાણ,
ધન્ય, ધન્ય, દિન આજ અમારો કે આવ્યા સુલ્તાન. ૧૦૭
કોઠે કોઠે કર્યાં રખોપાં, મોટા ગડા ચઢાવ્યા.
ચોપાસે ચહુઆણે ભીંતે ભલાં યન્ત્ર મંડાવ્યાં ૧૦૮
નિકટ ઉતાવળી ઢીકલી ઉપર સર્જી કરી મંડાવી.
આપ આપણે ઠામ રહે નિત રાતે ચોકી આવી. ૧૦૯
રતોવાઇએ વળગે હિંદુ, રાતે ઉતરી આવે.
દહાડે દહાડે કરે હૂમલા, આવે ચોપટ ધાયે. ૧૧૦
નિત નિત ગઢ સમિપે ચઢી આવે સહુ દળ સહ સુલ્તાન.
નિત લઢતા રોષાળા રજપુત, વળી સાંતલ ચહુઆણ. ૧૧૧
હિંદુ તુરક પડે ઝાઝેરા. નિત નિત જુદ્ધો જામે.
સંપીને નિત કરે ધસારા, રૂડી મારે સંગ્રામે. ૧૧૨
વાનર પેઠે ફાળ દેઇ, કોઇ ધાઇ કોટ ચઢી જાવે.
માઝમ રાતે કોકઆણ ગઢથી દળ હમહમ આવે. ૧૧૩
ઢિકલી થકી ઉપરથી ઢાળે ગડ રઢતા તે છૂટે,
હાથી ઘોડું આડું આવે તરત મરે વણ ખૂટ્યે. ૧૧૪
જાળવતા એ પેર હિંદુ ગઢ. હઠે ચઢ્યો સુલ્તાન.
સાત વરસ લગી ઘેરો રાખ્યો, છંડાવ્યો ચહુઆણ. ૧૧૫

ગઢ ઉપર નિત થાય પેખણાં, સુણાય બીન મૃદંગ,
નિત ઓચ્છવ, નિત નર્તકી નાચે, નિત્ય નવનવા રંગ. ૧૧૬
ચઢી ત્રિકળસે સાંતલ બેસે, ચોપા ચરમર ઢાળે.
કટક માંહી સિંહાસન બેઠા, પાદશાહ નિહાળે. ૧૧૭
શાહ કહે છે, સાદ પડાવી, તિરંદાજ બોલાવી,
જે ભાગે ગઢનો જલસો, તે મુખ માગ્યું લે આવી. ૧૧૮

મલિક અમાદલ કેરો બંદો, નામ હબાખુમીર,
આંખે પાટો બાંધી ફેંકે તો ય ન ચૂકે તીર. ૧૧૯
ધનુષ ખેવડું વળી ગયું ને બળથી તીર વછૂટયું.
જઇ સીધું શોઢીને વાગ્યું. શરીર સોંસરૂં ફૂટયું. ૧૨૦
થયો રંગમાં ભંગ! ધરાતળ પડી. કોપ્યો ચહુઆણ.

તિરંદાજ તેડો કહે સાંતલ, જેહ ન ચૂકે બાણ. ૧૨૧
રામસિંહ રજપુત રોષાળો, તત્ક્ષણ માગે બીડું.
સાંતલસિંહ! પ્રતાપ તમારે મ્લેચ્છ અહિંથી ફેંકું. ૧૨૨
સાંધ્યું બાણ, પણછ ગાજી રહી. હબાખુ કંધ વછોડી,
જુગલ લક્ષ્ય વિંધ્યાં સાથેથાં, તખ્ત શાહનું તોડી. ૧૨૩
દીઠો તુરક પડ્યો સુલ્તાને, તત્ક્ષણ છોડયું સ્થાન.
મરણ તણે ભય સહુ થરથરે, રખે આવતું બાણ. ૧૨૪

તુરક ધસી ગઢ સામા આવે. ઉડી આવે અસ્વાર.
સામેથી બાણો બહુ વરસે. ફેર કરે નળિયાર. ૧૨૫
ગઢપરથી ઢીકલી ઢાળે ને ઝાડ સહુએ ભાગે.
ગુડા, હાડ, મુખ કરે કાચલાં. પડતાં પડાણા વાગે. ૧૨૬
અગ્નિ પેઠે ઉડતા દીસે ગોળા નાળે નાંખ્યા,
ભીંત ભાગીને ભૂકા કરતા ઉડે મોટા તણખા. ૧૨૭
મગરબી તોપે ગોળા નાંખે, ધ્રુ સાંધે સૂતાર,
જયહાં પડે ત્યાં ઝાડો ભાગે, પડે કરે સંહાર. ૧૨૮
પડે ત્રાસ, ભટકિયા છૂટે. થાય ધૂધૂ ને ફેર.
વિજળી સમ ઝબકંતા દીસે, ઉલ્કાપાતની પેર. ૧૨૯

તુરકે તવ ટેવિયૂં, ઘણે દિન નગર જાય કદી લીધું.
મારૂએ સુલ્તાની લશ્કર ખાખાવીખી કીધું. ૧૩૦

એ કર જોડી કરી વિનંતિ, આશાપુરી ઉર ધારી.
સાંતલ કહે, ભાગ તું સંકટ સર્વે અસુર સંહારી. ૧૩૧
કીધી મ્હેર, અંબિકા તૂઠી; દીઠું પ્રત્યક્ષ રૂપ.
કર ઝાલી દળ જઇ દેખાડયો નિદ્રા પોઢયો ભૂપ. ૧૩૨
પંચ મુખ, ત્રિલોચન દીઠાં, કપિલ જટા સુવિશાળ,
મુંડમાળ દીઠી, કર તુંબી, દીઠું બ્રહ્મકપાળ, ૧૩૩
જટા મુગટમાં ગંગા દીઠી, અંગે ભસ્મી ધૂળ,
વ્યાઘ્રચર્મ પાંગરણાં દીઠાં. દીઠું વળી ત્રિશૂળ. ૧૩૪

દોહરો.

ચિત્તે ચમકયો, ચિંતવે, હરખોં રહ્યો શિર નામોં,
પદ્મનાભ પંડિત કહે, જોયો સાંતલ સ્વામોં. ૧૩૫

પવાડો.

રૂદ્ર પાદશાહરૂપ અવતર્યો ! કેમ કરૂં હું ઘાય ?
વિમાસી હઇએ વાત સાંતલે, પાછો દીધો પાય. ૧૩૬
વળી વિચારી પટખામાંથી ગ્રહ્યું લીધ એંધાણ.
વિણ એંધાણે સાંતલ જાણે, નહિ માને સુલ્તાન. ૧૩૭
પાયે લાગી આશાપુરીને, ગઢ આવ્યો ચહુઆણ.
જાગ્યું સકળ સ્વરૂપ, રાયજી તોય ન મૂકે માન. ૧૩૮

પ્રધાન કહે એક પેર જ કરીએ, વિનતિ શાહ ઉર ધરીએ,
ગઢ ઉપર છે એક સરોવર, નાશ તે તણો કરીએ. ૧૩૯

દિલ્હીથી ગુણપાટ તાપડાં લાખ બે ચાર મગાવ્યાં.
કોટ તણી ભીંતે તે છાનાં લેઇ યન્ત્ર મંડાવ્યાં. ૧૪૦
પાપીની શી વાત કરીએ, જેણે મારી ગાય,
ગૂણો ઉપર યન્ત્ર મંડાવી, લેઇ નાંખી જળમાંય. ૧૪૧

ચોપાઇની ચાલ.

થયું પ્રભાત ઉતાવળી ઘણી, સુંદરીઓ ચાલી સર ભણી.
પરથમ જળ સારૂ નિર્વર્ણું, દીઠું આજે લોહી વર્ણું. ૧૪૨
ગાય તણાં માથાં જળ તરે. કાંઠે કો નવ દાતણ કરે.
વસ્યો દોષ એ જળમાં વડો. પાણીહારી કો ન ભરે ઘડો. ૧૪૩
પાળે આવી જુએ લોક, હઇડે આણી ઝાઝો શોક.
પાણી વિશ્વ તણું આધાર. પાણી એ જ જીવાડણહાર. ૧૪૪
છે મોટા જે રાણા રાય, જળ વિણ ક્ષણ જીવ્યું નવ જાય.
એમ ખિન્ન મન સાંતલ થયું, અંતઃપુર તેડી પૂછિયું. ૧૪૫
રાણી કહે, વિમાસણ કશું? અમે ઝમોરે સહુ પેસશું.
હિંદુ પૂજ્ય ગણે જે ગાય, તેહ તણું લોહી જળ માંય. ૧૪૬
આશા જીવતર કેરી ટળી, એ પાણી પીજીએ નહિ પળી.
વાત વિચારી રાણીએ ઘણી, લખ્યા લેખ કાન્હડદે ભણી. ૧૪૭
ચહુઆણનું ગરવું રાજ, અમે ભલુ ભજવીશું આજ.
બોલ રાણીએ એ ઉચ્ચર્યો, જાણો અમે ઝમોર જ કર્યો. ૧૪૮
કાન્હ તણી રાણીઓ જેહ, ઉમાદે ને કમળાદેય,
જયતલદે, ભાવલદે સતી, લખી વિનંતિ તેઓ પ્રતિ. ૧૪૯
કહાવ્યું અમ વીત્યું છે જેહ, કાલ તમોને વીતશે તેહ.
વળી રાખજો અમપર નેહ, જતાં ઝમોર કહાવિયે એહ. ૧૫૦

